॥ ओरुम् ॥

# શ્રી ઈમામશાબાવાની ભવિષ્યવાણી અને તેની શંકાનું સમાધાન

॥ ઓરુમ્ ॥

રજુ કરનાર
**શિવગણભાઈ કાનજીભાઇ વેલાણી**
**C/o. વી. એસ. વેલાણી**
બી. ઈ. સિવિલ,
૧૦, અવનિ ફ્લેટસ, નવરંગપુરા,
**અમદાવાદ-૯.**



છપાવી પ્રસિદ્ધ કર્તા
**શ્રી વેદ પ્રચાર સમિતિ**
**લુડવા**
તા. માંડવી-કચ્છ.

॥ ओरुम् ॥

# શ્રી ઈમામશાબાવાની ભવિષ્યવાણી અને તેની શંકાનું સમાધાન

॥ ઓરુમ્ ॥

રજુ કરનાર
**શિવગણભાઈ કાનજીભાઇ વેલાણી**
**C/o. વી. એસ. વેલાણી**
બી. ઈ. સિવિલ,
૧૦, અવનિ ફ્લેટસ, નવરંગપુરા,
**અમદાવાદ–૯.**



છપાવી પ્રસિદ્ધ કર્તા
**શ્રી વેદ પ્રચાર સમિતિ**
**લુડવા**
તા. માંડવી–કચ્છ.

## ગાયત્રી મંત્ર

ओरूम् । भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥ (યજુ. અ. ૩૬, મં. ૩)

અર્થ :-

સર્વ સમર્થ પુરૂષોમાં તે વધારે સમર્થ; સચ્ચિદાનંદ સ્વરૂપ; નિત્ય શુદ્ધબુદ્ધ મુક્ત સ્વભાવવાળો; કૃપાસાગર; યોગ્ય ન્યાય કરનાર; જન્મ અને મરણ આદિના દુઃખોથી રહિત; આકાર રહિત; સર્વના અંતઃકરણને જાણનાર; સર્વનો ધારણ કરનાર; પિતા ઉત્પાદક અજ; અનાદિ કાળથી સંસારનું પોષણ કરનાર; સંપૂર્ણ ઐશ્વર્યયુક્ત; જગત્‌નો બનાવનાર; શુદ્ધ સ્વરૂપ અને જેની પ્રાપ્તિ ઇચ્છવા યોગ્ય છે તે પરમાત્માનું શુદ્ધ ચેતન સ્વરૂપ છે તેને જ ધારણ કરીએ. તેથી અમારા આત્મા અને બુદ્ધિનો અન્તર્યામી સ્વરૂપ તે પરમેશ્વર અમને ખરાબ આચરણ અને અધર્મવાળા માર્ગથી દૂર કરી સારા આચરણ અને સત્ય માર્ગમાં ચલાવે તે પ્રભુને તજી બીજી કોઈ વસ્તુનું ધ્યાન અમે ન ધરીએ.

પ્રભુ ! અમોને સન્મતિ આપો.

॥ ओरुम् ॥

પુસ્તકનું નામ :– "શ્રી ઈમામશાબાવાની ભવિષ્યવાણી"

લેખક :– સહદેવ સાધુ

પુસ્તકમાં પ્રકરણ :– કચ્છમાં મોકલાવેલ શિષ્યોને સૂચના

## શ્રી ઈમામશાબાવાની તબિયત ઘણીજ નરમ હોવાથી આ પુસ્તક લખાયેલ છે જે મારા શિષ્યોને ભવિષ્યમાં ઘણું જ ઉપયોગી થશે.



અત્યારના જમાના મુજબ તમને તમારા શરીર ઉપર કે તમારા હિન્દુ ધર્મ ઉપર કોઈ જાતની આફત ન આવે એટલા માટે હું તમને ફક્ત જનોઇઓ અમુક સમય માટે ઉતરાવી નંખાવું છું.

બાકી ખાસ કરીને મૂર્તિપૂજાનો હંમેશાંને માટે ત્યાગ કરાવું છું. પણ જનોઈ તમોને પાછી ધારણ કરવાની ફરજ પડશેજ, જેથી મેં મારા ધામમાં જનોઈઓ સહીસલામત સાચવી રાખેલ છે. કારણ કે તે તમોને તમારા પૂર્વજો જનોઇધારી હતા તેનું સ્મરણ રહે.

કારણ કે સમય પુરો થયા બાદ તમને જનોઈઓ પાછી ધારણ કરવાની ખાસ ફરજ પડશે જ. સમય પુરો થવાની તારીખ સવંત ૨૦૨૯ની સાલ બાદ જો તમો જનોઇઓ ધારણ નહીં કરો તો તમારી હિંદુ સમાજમાં ઘણીજ અપકીર્તિ થશે. અને જનોઈઓ ધારણ કરી લેવાવાળાની પોતાની જ્ઞાતિમાં અને હિંદુ સમાજમાં ઘણીજ કિર્તિ ફેલાશે એવું મારૂં વચન છે.

મેં તમારી જનોઇ સિવાય તમારા ધર્મમાં કે તમારા હિંદુ રિવાજોમાં કોઈપણ જાતના ફેરફાર કરાવેલ નથી. તેમ તમારા હિંદુ તહેવારોમાં કોઇપણ જાતનો ત્યાગ કરાવેલ નથી.

બીજું તમો ઈશ્વરનો જાપ જપવામાં જે 'ઓમ'નો જાપ જપો છો તેમાં હું પણ સહમત છું. તમો વિષ્ણુ સંપ્રદાયના છો તે પણ હું જાણું છું તેમાંથી ફક્ત મૂર્તિપૂજા સિવાય બીજું કાઇપણ છોડાવતો નથી.

પરંતુ ઘણા દિવસો વિતી ગયા બાદ મારા વારસદારો સંવત ૧૭૯૨માં તમોને મારૂ અને અથર્વ વેદનું જુઠું નામ દઈને તમારા હિંદુ ધર્મમાં ફેરફાર કરવા

માટે અરબી ભાષામાં મુસલમાની શબ્દોનો ઉમેરો કરી તમોને સમજાવશે અને શીખડાવશે; સાથે સાથે "કળશ પુજા" પણ ચાલુ કરાવશે. તેમ મરણ અને મરણ પાછળની ક્રિયામાં પણ હિંદુ ધર્મથી ઘણોજ વિરૂદ્ધ કરાવશે. અને તમને "મુમના"ને નામે ઓળખાવશે.

આવી ઘણીય બાબતોમાં મુસલમાની રિવાજો દાખલ કરાવશે. અને સંપ્રદાયનું નામ "સતપંથ" રાખશે. વળી પાછી અમુક વર્ષ વિતી ગયા બાદ સવંત ૧૮૩૨ માં તમારામાં પ્રાચિન કાળથી ચાલતા આવતા રિવાજો જેવા કે-પરણવામાં "ચોરીફેરા" "મૃતદેહ" એટલે અગ્નિદાહ. આ બન્ને રિવાજો કઢાવી નખાવશે અને તેની સાથે તમારા ભાટને પણ કઢાવી નાખશે.

ત્યારબાદ સવંત ૧૮૮૧ માં ગુજરાતમાં એક જગદ્‌ગુરૂનો જન્મ થશે અને તે બાળબ્રહ્મચારી હશે. તેઓ યોગાભ્યાસ મેળવીને તેઓને સમાધિમાં ઈશ્વરની પ્રેરણાથી ખબર મળશે કે ચાર વેદો જર્મની પાસે છે, તેઓ અહીંથી લઇ ગયા છે એટલે આ ઋષિ વેદોને પાછા મંગાવી લેશે.

ત્યારબાદ સવંત ૧૯૩૦ આખા સંસારભરમાં વેદોનો અવાજ પહોંચાડશે અને વેદના અભાવે અનેક ઈશ્વરવાદ પેદા થશે એટલે તેમાંથી જુદા જુદા ધર્મના સંપ્રદાયો પેદા થશે અને તેનું ખંડન કરશે. અને ઇશ્વર સૌમાં એકજ છે. અને તે નિરાકાર અને સર્વવ્યાપક છે. એવા એક જ ઈશ્વરનું ભાન કરાવશે મનુષ્યમાત્ર વેદોને માનતા થયા બાદ સાચી શાંતિ મેળવી શકશે.

સવંત ૨૦૨૯ બાદ થોડાએક દિવસોમાં સતપંથીઓ વેદોને માનતા થઇ જશે એટલે પછી વેદની આજ્ઞા મુજબ જનોઇઓ પણ ધારણ કરી લેશે તેમ ધર્મ-કર્મમાં પણ વેદોને અનુકુળ એટલે હોમ-હવન કરતા થઈ જશે અને પછી સતપંથને બદલે "વૈદિક ધર્મ" નામ રાખવામાં આવશે. આ ધર્મનું ખંડન સંસારભરમાં કોઈ કરી શકશે નહિ.

**હું પણ નમાજ રોજાને માનતો નથી વેદને માનું છું.**

**લિ. ઈમામશાબાવા**

**નકલ ઉતારી :- પૂ. શિવગણબાપાએ નૈરોબીમાં**

**સવંત ૧૯૮૪ વૈશાખ શુદ ૨ ને ગુરૂવાર**

# “શ્રી ઈમામશાબાવાની ભવિષ્યવાણીની શંકાનું સમાધાન”

શ્રી ઇમામશાબાવાની ભવિષ્યવાણી વાંચીને આપણા એક ભાઇને શંકા થઈ આ શંકાના સમાધાન માટે પ્રશ્નો પૂછ્યા :–

**પ્રશ્ન (૧) ઈમામશાબાવા પોતાની ભવિષ્યવાણીના અંતે જણાવે છે કે, “હું નમાજ રોજાને માનતો નથી” આ ખોટું છે. અમારો એવો મત થાય છે કે શ્રી બાવા પોતે મુસ્લીમ હતા, તેમજ વધુમાં આપણને પણ મુસ્લીમ બનાવવા ઇચ્છતા હતા. વળી ભવિષ્યની વાત જાણવી તેમજ ભવિષ્યવાણી કરવી આ કામ મુસલમાનનું નથી આવી ભવિષ્યવાણી કોઇ વિરલ વેદવંતા યોગીજ કહી શકે.**

પ્રશ્ન પૂછનાર ભાઇના પ્રશ્નની શંકાનું સમાધાન નીચે પ્રમાણે કરી શકાય.

**શંકાનું સમાધાન**

યોગ્ય અભ્યાસ મેળવવો તેનો સબંધ હિન્દુ કે મુસલમાન, દેશી કે પરદેશી સાથે નથી પણ તેનો સબંધ ગુણ, કર્મ, સ્વભાવ, આહાર અને વિહાર સાથે છે. આવા ઉત્તમ નિયમોને જે કોઈ પોતાના જીવનમાં ઉતારી શકે તે યોગી બની શકે. શ્રી બાવા પોતાની ભવિષ્યવાણીની શરૂઆતમાં જણાવે છે કે, ‘મે તમોને જનોઇઓ શા માટે ઉતરાવી નંખાવેલ ? આ હકિકત વાંચતાં આપણને એવી પ્રતીતિ થાય છે કે બાવાએ આપણને મુસલમાન થતા બચાવ્યા છે. જો બાવાને આપણને મુસલમાન બનાવવા હોત તો આપણા વડીલોની જનોઇઓ ઉતરાવીને તરત જ અગ્નિમાં બાળી નાખત.પણ આ બધી ઉતરાવેલ જનોઇઓ સાચવી રાખેલ છે. જે આજે પણ ભૂતકાળની ચાળી ખાતી મોજુદ છે.

ઉપરોકત માહિતીથી ખરેખર જણાઈ આવે છે કે શ્રી બાવાની ભવીષ્યમાં પણ આપણને મુસલમાન બનાવવાની ભાવના હતી જ નહિ. પણ યોગ્ય સમય આવવાથી આપણને પાછી જનોઇઓ પહેરાવવાની ભાવનાથી જ સહિસલામત

સાચવી રાખેલ છે. વળી જો શ્રી ઈમામશાબાવા મુસ્લીમ ધર્મને માનતા હોત તો તેમના શિષ્યો પણ મુસ્લીમ જ હોત. પણ આપણને અનુભવ છે કે તેઓના શિષ્યો બધા જ હિન્દુઓ છે. તેમજ તેના પુજારી પણ હિન્દુઓની ઘણી ઉચ્ચ જાતીમાંથી પસંદ કરેલ છે. અને તે પણ બ્રહ્મચારી અર્થાત્ સન્યાસી જ હોવો જોઈએ. હવે જો ઈમામશાબાવા પોતે મુસ્લીમ ધર્મને માનતા હોત તો તેના પુજારીના માથા પર લીલારંગની પાઘડી હોત, જ્યારે તેને સ્થાને સન્યાસીના પોષાક જેવા "ભગવા" રંગની પાઘડી હોય છે.

આથી ઉપરાંત તેઓના ધામમાં હિન્દુઓના રિવાજ મુજબ 'સાર્વજનિક અન્નક્ષેત્ર ચાલે છે. વળી બાવાએ આપણને દરેક પ્રકારના વ્યસનોથી દુર રખાવેલ છે. તેમજ સ્ત્રીઓને રજસ્વલા નિયમ પાળવામાં પણ કડક નિયમો સમજાવેલ છે. આ બધાથી આપણે એવા નિર્ણય પર આવી શકીએ કે શ્રી ઈમામશાબાવા મહાન સન્યાસી હતા. જેમાં શંકાને કોઇ સ્થાન રહેતું નથી.

જ્યાં મુસ્લીમ પીરોની જગ્યાઓ છે, ત્યાં વરસમાં ઓછામાં ઓછી એક વખત કુરબાની અપાય જ છે. જ્યારે આથી ઉલટું શ્રી ઈમામશાબાવાના ધામમાં હિંસાનું નામ પણ લેવાતું નથી. જો બાવા મુસ્લીમ ધર્મને માનતા હોત તો કોઈ પણ બાના હેઠળ કુરબાનીનો રિવાજ પ્રચલિત હોત જ. વિશેષમાં જાણવા જેવુ એ છે કે શ્રી બાવાની ઈચ્છા આપણને મુસલમાન બનાવવાની હોત તો આપણામાંથી હિન્દુ તહેવારોનો ત્યાગ કરાવી દેત. અને તેના સ્થાને તાજીયા, રમઝાન, વિગેરે મુસ્લીમ તહેવારો દાખલ કરાવી દેત. 'ચોરી' અને 'ચે' તે પણ તેજ સમયે કઢાવી નાખત. પણ આથી ઉલટું આપણને તેઓએ એક પણ મુસ્લીમ તહેવાર પાળવા આગ્રહ નથી કર્યો. હિન્દુઓના દરેક તહેવારોને આજ દિવસ સુધી આપણે ઉજવતા આવ્યા છીએ. વધુમાં મુર્તિની જગ્યાએ તેઓએ "પાટ" રખાવેલ છે. અને તેનુ નામ "બ્રહ્માનો પાટ" રાખવામાં આવ્યુ છે. જો તેમની ઈચ્છા આપણને મુસ્લીમ ધર્મ તરફ લઈ જવાની હોત તો આ પાટનું નામ "ખુદાતાલા" નો પાટ એવું રાખત. વળી પાટની બાજુમાં 'ઘી ની જ્યોત' રખાવેલ છે. તે 'અગ્નિહોત્ર'ની સૂચક નિશાની છે. તેમાં ત્રણ 'વાટો' રખાવેલ છે. આ વાટોનુ નામ અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર રાખેલ છે. જો તેઓએ આ વાટોના નામ કોઈ "ઓલીયા" નાં એટલે કે મુસલમાનોના નાખત તો તેવુ પણ તેઓ કરી શકત. પણ તેઓએ એમ ન કર્યું કારણ? તેઓ વેદ ધર્મને માનતા હતા.

ઉપરોકત બધી હકીકતોનો અભ્યાસ કરતાં આપણે બધા સચોટ રીતે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે :- **શ્રી ઈમામશાબાવા (૧) નમાજ રોજાને માનતા ન હતા, (૨) આપણને મુસલમાન બનાવવાની તેની કોઈ ઈચ્છા ન હતી અને (૩) તેઓ એક પ્રખર યોગી હતા.**

**પ્રશ્ન (૨) શ્રી ઈમામશા બાવાની ભવિષ્યવાણી કયારે, કયાંથી અને કેવી રીતે મેળવી ?**

**શંકાનું સમાધાન**

**"શ્રી ઇમામશાબાવાની ભવિષ્યવાણી કયારે, કયાંથી અને કેવી રીતે મેળવી તેનો પરિચય.**

હું સવંત ૧૯૮૪ ના કારતક સુદમાં નૈરોબી (પૂર્વ આફ્રિકા) ધંધાર્થે ગયેલ; ત્યાં મૂળ ચરોતરમાં આવેલ ગામ કરમસદના પણ ધંધાર્થે આવેલા શ્રી પુરૂષોત્તમભાઈ મોતીભાઈ પટેલ ની મુલાકાત થઇ. તેમના ઘેર અવારનવાર જવાથી એક વખત અચાનક એક ચોપડી અમને જોવા મળી. આ પુસ્તક હતું – **" શ્રી ઈમામશાબાવાની ભવિષ્યવાણી "**

અમે પ્રસ્તુત ચોપડી બરાબર વાંચી જેમાં ઘણી ઐતિહાસિક વાતો અને બાવાની ભવિષ્યવાણી હતી. તેમાં આપણા કચ્છી ભાઇઓનું પ્રકરણ હતું. આ પુસ્તક આપણી જ્ઞાતિ સાથે સબંધ ધરાવતુ હોવાથી આ પુસ્તક મને ખૂબજ ગમી ગયુ. આ પુસ્તક માટે મેં પુરૂષોત્તમભાઇ પાસે માગણી કરી, ત્યારે તેઓએ જણાવ્યુ કે આ પુસ્તકની અન્ય બીજી આવૃતિ છપાઇ નથી અને બીલકુલ મળતુ નથી અને તેથી આપી શકાય તેવુ નથી. એટલે આપણને લાગુ પડતી માહિતી 'શ્રી ઈમામ––શાબાવાની ભવિષ્યવાણી ' ઉતારી લીધી. અને આ રીતે શ્રી બાવાની ભવિષ્યવાણી મારી પાસે આવી.

**પ્રશ્ન (૩) શ્રી ઇમામશાબાવાની ભવિષ્યવાણીના પાછળના ભાગમાં જગદ્દગુરૂ વિશે કહેવામાં આવ્યું છે; આ જગદ્દગુરૂ કોણ ?**

**શંકાનું સમાધાન**

ભવિષ્યવણીના પાછળના ભાગમાં 'જગદ્દગુરૂ' વિષે જે કાંઇ કહ્યું છે; તે જગદ્દગુરૂ મહર્ષિ દયાનંદ સરસ્વતીની હકિકત છે. તેનો દોઢસો વર્ષનો ઇતિહાસ આપણી પાસે મોજુદ છે. જે ભવિષ્યવાણીમાં કહેલી હકિકતને સાચી પૂરવાર કરે છે.

**પ્રશ્ન (૪) ભવિષ્યવાણીની તમે પ્રથમ નકલ ઉતારી તેને લગભગ ૪૬ વર્ષ થયાં; આ સમયના ગાળા દરમિયાન તમે શા માટે ભવિષ્યવાણીને ગુપ્ત રીતે સાચવી રાખી ?**

**શંકાનું સમાધાન**

ભવિષ્યવાણીના છેલ્લા ફકરામાં કહ્યા મુજબ જ્ઞાનનો ઉદય સવંત ૨૦૨૯ની સાલ બાદ થશે જેથી મેં આ ભવિષ્યવાણી ૪૬ વર્ષ સાચવી રાખી; કારણ કે શ્રી બાવાના કહ્યા મુજબ જો સવંત ૨૦૨૯ ની સાલ પહેલાં આ ભવિષ્યવાણીની કોઇ વ્યક્તિને વાત કરૂ તો તેના ઉપર જોઇએ તેવી અસર ન થઇ શકે. આ હેતુ હું બરાબર જાણતો હતો. હવે સમય પાકયો હોવાથી લોકો ઉપર તેની સારી અસર થશે. આ હેતુથી મેં ભવિષ્યવાણીને ૪૬ વર્ષ સુધી સાચવી રાખી હતી. હવે સમય પાકયો છે, તેથી આપણા ભાઈઓ સમક્ષ શ્રી ઇમામશાબાવાની ભવિષ્યવાણી મૂકી છે.

**પ્રશ્ન (૫) ભવિષ્યવાણીમાં જણાવ્યા અનુસાર સવંત ૨૦૨૯ બાદ બધા હોમહવન કરતા થઇ જશે અને ત્યારબાદ સાચી શાંતિ મેળવી શકશે. આ કથન અનુસાર શું હોમ-હવનથી સાચી શાંતિ મળતી હશે ?**

**શંકાનું સમાધાન**

શ્રી ઈમામશાબાવા જેવા મહાન સન્યાસીની આજ્ઞા અને વેદોના સિધ્ધાંત મુજબ જો આપણે હોમ હવન કરતા થઈએ તો વર્ષા વધારી શકાય અને રોગ ચાળો ઘટાડી શકાય. અને પરિણામે ફરી પાછી સાચી શાંતિ અને સમૃધ્ધિ મેળવી શકાય. હોમ હવનથી વર્ષા નિયમિત અને પુરતી થાય છે અને રોગચાળો ઘટે છે. આ બાબતને ઈતિહાસ પણ સમર્થ આપે છે. પવિત્ર ભારતભૂમિમાં ૫,૦૦૦ વર્ષથી હોમ હવન ઘટવા માંડયા, તેના પરિણામ રૂપ વરસાદ ઘટયો અને રોગચાળો વધ્યો છે. આપણે વેદો અને શ્રી બાવાની આજ્ઞાનું પાલનકરી "જનોઈઓ" ધારણ કરી લઇ, સૈયદોની બતાવેલ "પૂજા"ને બદલે 'હોમ હવન' ચાલુ કરીએ તો જ યોગીનું ઋણ ચૂકવ્યુ ગણાય.

વધુમાં જાણવાનું એ છે કે, અગ્નિહોત્ર કર્યા બાદ જમવાનું શ્રી બાવા દ્વારા આપણને સમજાવેલ અને શીખવાડેલ છે. તેનો આપણને પ્રત્યક્ષ અનુભવ છે. આપણે આપણા સગાસબંધીના ઘેર મહેમાન થઇને જઇએ તો ત્યાં જમવાના સમયે એક "ધૂપેડા"માં દેવતા (અંગારા) રાખીને તેના ઉપર "ઘી"નો છાંટો

નાખીને એક વડીલની આગળ રાખવાનો રિવાજ આજ સુધી પણ પ્રચલિત હતો પછી વડીલ પોતાના પિરસાયેલા ભોજનમાંથી એક આહુતિ આપ્યા બાદ જમવાની આજ્ઞા આપવામાં આવતી.

અગ્નિહોત્રના અગ્નિનીના ધૂમ્રથી વાતાવરણ પવિત્ર તથા શુદ્ધ બને છે તથા વેદમાં વર્ણવેલું જ્ઞાન જ મનુષ્યને સાચી માનસિક શાંતિ અર્પી મોક્ષનો રાહ બતાવે છે. આ બંનેની યથાર્થ સાબિતીરૂપ ગુજરાતના પ્રસિદ્ધ વર્તમાનપત્ર "સંદેશ"ના તા. ૧૭–૩–૭૫ ના અંકના પાના–૪ પરના કોલમ "પ્રગટ–અપ્રગટ"માં છપાયેલા સમાચાર જાણવા જેવા છે. જેને અક્ષરશઃ નીચે રજુ કરીએ છીએ.



# ❋ અમેરિકનો અગ્નિહોત્ર બની રહ્યા છે ❋

**ઉના** (સૌરાષ્ટ્ર): હજારો અમેરિકનો વેદધર્મમાં બતાવેલા અગ્નિહોત્ર દ્વારા માનસિક શાંતિ મેળવવા પ્રયાસ કરી રહ્યા છે. અહીં અમેરિકાથી આવેલા પ્રા. વસંત પરાંજયેએ આવી માહિતી આપી હતી. મોટાભાગના અમેરિકનોને ખાતરી થઈ ગઈ છે કે ભૌતિક સમૃદ્ધિ માનસિક સુખ નહીં આપે. અમેરિકામાં પંચકર્મ–યજ્ઞ, દાન, તપ, કર્મ અને સ્વાધ્યાય દ્વારા અમેરિકનો ઘર આંગણે હવન કરી રહ્યા છે તેઓ હવે એવું માનવા લાગ્યા છે કે અગ્નિના ધૂમ્રથી વાતાવરણ પવિત્ર તથા શુદ્ધ બને છે.

મહારાષ્ટ્રના જાણીતા સંત અક્કલકોટનિવાશી શ્રી ગજાનંદ મહારાજના શિષ્ય પ્રો. પરાંજયે અમેરિકામાં વેદધર્મનો પ્રચાર કરી રહ્યા છે.

આ તો ઘણીજ આનંદની વાત છે કે, વિદેશીઓ પણ વેદધર્મનો અંગિકાર કરી વેદના સિદ્ધાંતાનુસાર ઘરે ઘરે યજ્ઞ કરી રહ્યા છે, તો પછી આપણી આ ઋષિ મુનિઓની ભૂમિ છે. ઋષિ મુનિયોના બતાવ્યા પ્રમાણે વેદ ધર્મના સિદ્ધાંતને આધીન રહીને જો આપણે "યજ્ઞ" કરતા ન થઇએ તો યજ્ઞના અભાવે જે દુઃખો અત્યારે ભોગવી રહ્યા છીએ તેના કરતાં પણ વિશેષ દુઃખો ભોગવવાં પડશે. જેમ વિદેસીઓ આપણા વેદધર્મના સિદ્ધાંતો અપનાવે છે, તેવીજ રીતે આપણે પણ અજ્ઞાનરૂપી ઊંઘ દૂર કરી વેદધર્મનો અંગીકાર કરીએ.

આપણા વડીલ ભાઇઓ તથા બહેનો પ્રત્યે અમારી નમ્ર વિનંતી છે કે, **"શ્રી ઇમામશાબાવાની ભવિષ્યવાણી"**માં દર્શાવેલી બધી બાબતોનો જો બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો તે અક્ષરે અક્ષર સાચી છે. તેમાં કોઇપણ જાતની શંકા રહેતી નથી.

આપણે બધા આપણા આવા મહાન આત્માની આજ્ઞાનું સાંગોપાંગ (પુરેપુરૂં) પાલન ન કરીએ તો આપણું દુર્ભાગ્ય કહેવાય. ઘણા પૂણ્યોના પરિણામે પ્રાપ્ત થયેલા આ માનવજીવનને સાર્થક કરવો હોય તો **"શ્રી ઇમામશાબાવાની ભવિષ્યવાણી"**નું અક્ષરશઃ પાલન કરીએ.

**લિ. શીવગણ કાનજી વેલાણી**
**C/o. વી. એસ. વેલાણી**
બી. ઈ. સીવીલ
૧૦, અવની ફ્લેટસ
નવરંગપુરા, **અમદાવાદ-૯.**



## * મનુષ્ય માત્રને પાળવાના નિયમો *

૧ સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે; તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, નિર્વિકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા અનન્ત, અનાદિ, અનુપમ સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર અને સૃષ્ટિકર્તા છે; તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા ભણાવવા અને સાંભળવા સંભળાવવા એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪ સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સર્વદા તત્પર રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર, અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો, અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી એ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭ સર્વની સાથે પ્રતિપૂર્વક, ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ, કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦ સઘળા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર અને સ્વહિતકારી નિયમમાં જ સ્વતંત્ર રહેવું જોઇએ.



આર્ય હમારા નામ હૈ, સત્ય હમારા કર્મ;
ઓરૂમ હમારા દેવ હૈ, વેદ હમારા ધર્મ

નમસ્તે અમારા અહો પ્રાણદાતા,
નમસ્તે અમારા પિતા, માત ભ્રાતા;
નમસ્તે મહાદેવ જોડી દ્વિ હસ્તે,
નમસ્તે પ્રભુજી નમસ્તે, નમસ્તે.



અનુપમ પ્રિન્ટર્સ, ભુજ-કચ્છ.